# પૂર્તિ

## ૧ 'વ્યંજનાંક સંજ્ઞા' (પૃ૦ ૨૦૭) ઉપરનો કવિનો લેખઃ

"કવિયો કોઈ વખતે ગણિતના કાયદા વિગેરેને પણ કાવ્ય યુક્તિમાં લાવી નીરસ વિષયને રસમય બનાવી આનંદ માને છે એવું અમારા આગલા એક અંકમાં પુષ્પપરીક્ષા અને તેને અનુગત દોહા આપતાં એમ જણાવ્યું છે. તેમ અંક વિગેરેની સંજ્ઞાઓ બતાવવામાં અથવા સંકેત વિગેરે સુચવવાની અનેક યુક્તિઓ અનેક દેશવાળાએ કાઢી છે. આપણા કાવ્ય અને શાસ્ત્રોમા અંકસંજ્ઞા સુચિના અનેક પદાર્થ અને વિષય સંકેતથી લીધેલી છે જેમ વેદ=૪, મુની=૭, સૂર્ય=૧૨, ચંદ્ર=૧ ઇત્યાદિ, અને જ્યારે તેમને કોઈપણ અંક યુક્તિથી બતાવવા હોય છે ત્યારે આ અંકોને બદલે ઉપર પ્રમાણે સાકેતિક શબ્દો વાપરે છે. જ્યોતિષ શાસ્ત્રમાં તો ડગલે ડગલે આ નિયમ લાગુ કરવામાં આવેલો છે. અને અઙ્કાનાં વામતો ગતિઃ એટલે આ સંકેત અવળી પાસાથી ગણવો જોઇએ. આ રીતિ દલપતરામ વિગેરેનાં પિંગળોમાં પ્રસિદ્ધ છે એટલે આપણે વિષય આપતાં આ રીતિ વધારે ચર્ચાવતા નથી. આ જેવી પદાર્થ સંકેતથી અંકો વિગેરે બતાવે છે તેવી રીતે પદાર્થ વિગેરેની સંખ્યા, ગુણ, વિગેરેનો આધાર ન લેતાં જુદી જુદી પ્રજાઓએ અંક સંજ્ઞા, અને મુખ્યત્વે સવત વિગેરે લખવા જુદી જુદી રીતો કાઢેલી છે. લાટિન લોકોએ L, C, X, V, I વિગેરે અક્ષરસંજ્ઞા રાખેલી છે. તેમ આરબ લોકોએ મૂળાક્ષરની એવી ગોઠવણ કરી છે કે સાધારણ રીતે કવિતા લખી જાય અને તેમાથી ગ્રથ કઇ સાલમાં લખાયો હતો તે સવત નિકળી આવે છે. આ પ્રમાણે અરબી અને ફારસી ઘણા ગ્રંથકારોને લખવાની એક આદત પડી ગઇ છે. અને આ પદ્ધતિને "અબજદનો હિસાબ કહે છે." આ હિસાબમાં અરબી મૂળાક્ષરોને ચારચાર પાચપાચ અક્ષરના શબ્દોના વિભાગમા વહેંચી નાખ્યા છે. અને દરેક અક્ષરની કિંમત ગણિતસખ્યા પ્રમાણે આંકી છે. જેમ, એક, દસ, સો, હજાર, આ પ્રમાણે એકથી દસ સુધી દરેક અક્ષરની કિંમત દસથી દશક દશક વધી સો સુધી દરેક અક્ષરની કિંમત અને સોથી શતક શતક વધી હજાર સુધી અક્ષરની કિંમત એ પ્રમાણે અંકોથી જે સંખ્યા કાઢવી હોય તે નીકળી શકે. આપણી યુક્તિ આ યુક્તિને અનુસરીને છે માટે તે સમજાવતા પહેલા જે રીતિને અનુકરણ કરવામા આવ્યુ છે તે રીતિનું કંઇક દિગ્દર્શન કરવું જોઇએ માટે આ હિસાબની આરબી ફારસીમા કેવી રીત છે તેનું એક દ્રષ્ટાત આપી આપણી રીતિનું સૂચન કરીશું. આરબી મૂળાક્ષરોને

ઉપર પ્રમાણે આપણી ગોઠવણી સંવત કાઢવાનો ૭ પ્રકારે થઈ શકવાનો સંભવ છે ૧ ચર્ણ આદ્યાક્ષર—જેમાં દરેક ચરણનો પ્રથમ શબ્દ એવો આવે કે જેનો પહેલો અક્ષર ઉપર પ્રમાણેની કિંમતનો લઇ તેનો સરવાળો કરતાં ધારેલા સંવતની સંખ્યા આવે. ૨ ચર્ણ અંત્યાક્ષર—જેનું ઉપર પ્રમાણે વજન મેળવતા ધારેલો સંવત આવે. ૩ ચર્ણ આદ્ય અંત્યાક્ષર—આદ્ય અને અંત્ય અક્ષરનું વજન મેળવતા ઉપર પ્રમાણે સંખ્યા થાય. ૪ શબ્દ આદ્યાક્ષર—કવિતામા આવેલા દરેક શબ્દનો પ્રથમ અક્ષર એવા વજનનો ગોઠવવો કે વિષય પ્રસ્તુત ચાલે પરંતુ ;શબ્દનો પ્રથમ અક્ષર લઈ મેળવતાં ધારેલી સંખ્યા આવે. ૫ત્ર્યક્ષર શબ્દ મધ્યાક્ષર—કવિયો ઘણી વખત એકેક, બબે, ત્રણ ત્રણ, અગર, ચાર ચાર અક્ષરનાજ દરેક શબ્દ જેમા હોય તેવી કવિતા બનાવે છે. જ્યારે ત્ર્યક્ષર શબ્દ બદ્ધ કવિતા હોય ત્યારે દરેક શબ્દના મધ્યાક્ષર લઇ વજન મેળવતા સંવત લખી શકાયં. ૬ સર્વાક્ષર—તમામ અક્ષરોનું વજન લઈ ધારેલી સંખ્યા લખી શકાય.

આ યુક્તિ ગમે તેટલી સંખ્યાને વાસ્તે અનુકરણ કરવી હશે તો કરી શકાશે અને ઉપલા પ્રકાર શિવાય બીજા અનેક પ્રકારના પ્રયોગ બુદ્ધિ પ્રેરિત કરી શકે. પરંતુ અત્રે મુખ્ય માત્ર દર્શાવ્યા છે એનો ઉપયોગ કવિયો પોતાની કવિતામા સ્વતઃ સમજી કરી લેશે. માટે કવિતાના દાખલા ન આપતા આ વિષય બધ કરીયે છીએ.''

## ૨ અદ્વૈત

### [ કવિત મનહર ]

એક જ અવર્ણ્ય સર્વવ્યાપી સર્વ વિશ્વ વિષે
અવકાશકાલથી અનેક જેવું ભાસે છે;
જ્ઞાન પ્રેમ દયાથી વા દૃષ્ટિજાડ્ય દૂર થતાં
ભિન્નત્વપ્રતીતિ પણ સ્વલ્પવાર નાસે છે;
અભેદની સાથે ઐક્યાનુભવ પ્રસંગોપાત્ત
અજ્ઞાન સ્વરૂપ છતા સર્વ કોઈ પાસે છે;
પ્રમા વિષે સંશય વા અવિશ્વાસ લાવી જેઓ
તદ્રૂપ ન બને તેવા પછીથી વિમાસે છે. ૧
દૂરત્વને દૂર કરી એક જ જણાય તેમ
અનુરક્ત માતા બાળ હૃદય સાથું ધરે;
શરીર-જ ભિન્ન નહીં અંશ એમ સૂચવવા
સખાઓ સખાઓ સાથ સ્નેહથી કોટી કરે;

અનુગ્રહ વાતો અનુકપાની અવસ્થા વિષે
મનુષ્ય અમાનુષને ઓળખે નહીં ખરે;
પ્રેમથી થઈને મત્ત એકત્વ જાણી-કરીને
યોગ્ય દૃષ્ટયુગ્મ રસસાગર વિષે તરે.
નવોઢાસ્થિતિમાં જ્યારે મૂર્ખ મૌગ્ધ્ય હતુ ત્યારે
એકત્વ વિષેની મારી પ્રાર્થના ન માનતી;
જડ દૃષ્ટિને જ ફક્ત અનુસરનારી બાળા
તાત્પર્ય અભેદ તણું કશું નહીં જાણતી.
પ્રાબલ્ય થકી કદાપિ મારા ચિત્તનો આભાસ
પડે ત્યારે જરા મારી ઇચ્છાને પ્રમાણતી;
ક્ષણ એક દેખે તોય મૃગજળ જેવું ગણી
એજ સત્ય છે એવું તો અંતર ન આણતી. ૩
અધિક ગહન અન્ય વસ્તુઓનો અનુભવ
થતા દૃષ્ટિ શુદ્ધતર ધીમેથી થતી ગઈ;
પોતે તો નહીં જ પણ જ્યારે હું બતાવું ત્યારે
"નહીં" કહેવાની આગ્રહી મતિ જતી ગઈ;
સત્યપ્રમા વિષે પછી અપૂર્વ આનંદ જોઈ
પ્રથમ થવાની લજ્જા પણ તજવી ગઈ;
એકત્વનો અનુભવ આપવા થવાને માટે
નવા નવા સાધન રસાળ સજતી ગઈ. ૪
બખત જતા તો નહીં બાધાની રહી જરાર
વૃત્તિઓ સમસ્ત ફક્ત આશ્લેષથી દાખવે,
પ્રેમ ઉપકાર હર્ષ લજ્જા ભય ઉત્કંઠિત
સૂચિત કરે એ સર્વ અભિન્નત્વ રાખવે,
અસામાન્ય ખૂબીને બતાવે કોઈ કોઈવાર
યોગ્યતાથી સ્વેચ્છા વિષે પતિ ચિત્ત નાખવે,
જનને સામાની જરા અપેક્ષ નમાવી પૂર્ણ
રસને જમાવીને સુધા સ્વર્ગીય ચાખવે. ૫

[સોરઠો]

અવધિ આ તો ઉર, ઢિપે, કશા રસની દિશે!
બન્યું ખરેખર એક; તોપે તરૂ મારૂં નહિ. ૧

---